મૅક્‌મિલનનાં ગુજરાતી શાળોપયોગી પાઠ્ય પુસ્તકો

# સરળ વ્યાકરણ

## ભાગ ૧લો

પ્રાથમિક શાળાના ચોથા ધોરણ
તથા ઍંગ્લો-ગુજરાતી ધોરણો માટે


કર્તા

**અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી, એમ. એ., એલ્‌એલ્‌. બી.,**

તત્ત્વજ્ઞાન ને ગુજરાતીના પ્રોફેસર, વડોદરા કૉલેજ;
ફેલો અને ઍકેડેમિક કાઉન્સિલના મેમ્બર,
મુંબઈ યુનિવર્સિટિ; ગુજરાતી ને
તત્ત્વજ્ઞાનના પરીક્ષક, મુંબઈ
ને અન્ય યુનિવર્સિટિઓ



મૅક્‌મિલન અને કંપનિ, લિમિટેડ,
મુંબઈ

૧૯૩૧




કિંમત રૂ. ૦—૨—૬

# સરળ વ્યાકરણ

## ભાગ ૧લો

પ્રાથમિક શાળાના ચોથા ધોરણ
તથા ઍંગ્લો-ગુજરાતી ધોરણો માટે

કર્તા

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી, એમ્. એ., એલ્એલ્. બી.,

તત્ત્વજ્ઞાન ને ગુજરાતીના પ્રોફેસર, વડોદરા કૉલેજ;
ફેલો અને ઍકેડેમિક કાઉન્સિલના મેમ્બર,
મુંબઈ યુનિવર્સિટિ; ગુજરાતી ને
તત્ત્વજ્ઞાનના પરીક્ષક, મુંબઈ
ને અન્ય યુનિવર્સિટિઓ

મૅકમિલન અને કંપનિ, લિમિટેડ,
મુંબઈ

૧૯૩૧



કિંમત રૂ. ૦—૨—૬

# પ્રસ્તાવના

---

વ્યાકરણ અઘરૂં છતાં જરૂરનું છે. 'ગુજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ', એ પુસ્તકના બંને ભાગ ભણનારને વ્યાકરણનું શરૂઆતનું જ્ઞાન ઉત્તમ રીતે મળી શકે તેમ છે. એ પુસ્તકની પરિભાષા ને પદ્ધતિ ચાલુ રાખીને એજ પુસ્તકના સિદ્ધાંત સરળમાં સરળ રીતે જેને ભણવા ભણાવવા હોય તેને માટે આવશ્યક લાગવાથી આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે.

વ્યાકરણના બરાબર અભ્યાસનો એટલો બધો અનાદર થાય છે કે તે શોચનીય છે. પ્રાથમિક શાળાઓમાં તો શું પણ માધ્યમિક ને ઉચ્ચ શાળાઓમાં પણ તે જોવામાં આવે છે. યુનિવર્સિટિ તરફથી ઉચ્ચ શાળાઓની તપાસણી કરતી વખતે મેં આ હકીકત ઘણી શાળાઓમાં જોઈ છે. એટલુંજ નહિ, પણ હું જાતે બી. એ. ના વિદ્યાર્થીઓના શિક્ષણસમાગમમાં પણ જોઉં છું કે વ્યાકરણના જ્ઞાનના સારા પાયાને અભાવે ભાષાશુદ્ધિ પર તેમાંના કેટલાકનો કાબુ નથી આવતો તે નથીજ આવતો.

તેથી વ્યાકરણજ્ઞાનનો સારો પાયો શરૂઆતથીજ રચાવવો જોઈએ. તે સારો પાયો જ્યાંસુધી અધિકારી પુરુષોને સિદ્ધહસ્તે રચાએલાં પુસ્તકો વપરાય નહિ ત્યાંસુધી નંખાય નહિ. પૂજ્ય વડીલશ્રીનાં વ્યાકરણો, પ્રાથમિક શાળાઓથી માંડી ઠેઠ બી. એ., એમ. એ. સુધી વપરાય છે. તે વ્યાકરણોની પદ્ધતિ ચાલુ રહે તેજ ઉદ્દેશથી આ 'સરળ વ્યાકરણ' બહાર પાડવું જરૂરનું લાગ્યું છે; જેથી 'લઘુ વ્યાકરણ' કદાચ કોઈ સ્થળે સહેજ અઘરૂં લાગે તો 'સરળ વ્યાકરણ' તેજ પુસ્તકની પદ્ધતિ મુજબનું, પણ ઘણુંજ સહેલું હોવાથી સ્વીકાર્ય થાય.

વડોદરા કૉલેજ,
૧૫-૪-૧૯૩૧

અ. ક. ત્રિવેદી

# સરળ વ્યાકરણ

## ભાગ ૧ લો

પૃષ્ઠ

# સરળ વ્યાકરણ

## ભાગ ૧લો

### પાઠ ૧લો

#### અક્ષર

**સ્વર ને વ્યંજનઃ**—અક્ષરોના બે ભાગ છે, સ્વર ને વ્યંજન.

જે અક્ષર એની મેળે બોલાય તે સ્વર કહેવાય છે, જેમ કે અ, આ.

જે અક્ષર સ્વરની મેળવણીથીજ બોલી શકાય તે વ્યંજન કહેવાય છે, જેમ કે ક્, ખ્. ક = ક્ + અ; ખ = ખ્ + અ, એમ સમજવાનું છે.

સ્વરો નીચે મુજબ છેઃ—

અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ.

વ્યંજનો નીચે મુજબ છેઃ—

ક્, ખ્, ગ્, ઘ્, ઙ્; ચ્, છ્, જ્, ઝ્, ઞ્; ટ્, ઠ, ડ્, ઢ્, ણ્; ત્, થ્, દ્, ધ્, ન્; પ્, ફ્, બ્, ભ્, મ્; ય્, ર્, લ્, વ્; શ્, ષ્, સ્; હ્, ળ્.

## પાઠ ૨ જો

---

### અક્ષર (ચાલુ)

૧. **હ્રસ્વ ને દીર્ઘ સ્વરઃ**—જે સ્વર ટૂંકા બોલાય છે તે હ્રસ્વ કહેવાય છે; અ, ઇ, ઉ.

જે સ્વરને બોલતાં લંબાવવા પડે છે તે દીર્ઘ સ્વર કહેવાય છે; આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ.

૨. **અનુસ્વારઃ**—અક્ષરની ઉપર ˙ (ટપકું) મૂકયું હોય તે અનુસ્વાર કહેવાય છે; જેમકે નીચેનામાં—

કં, ખં, ગિં, ઊંટ, પૂંછડું.

૩. **વિસર્ગઃ**—અક્ષરની આગળ : (બે ટપકાં) મૂકયાં હોય તે વિસર્ગ કહેવાય છે; જેમકે નીચેનામાં—

દુઃખ, અંતઃકરણ.

૪. **બારાખડીઃ**—અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ સ્વરો ને ˙, ને :, એ બારની મેળવણી સાથે ક, કા, કિ, કી, કુ, કૂ, કે, કૈ, કો, કૌ, કં, કઃ એમ થાય છે; માટે એ કની બારાખડી કહેવાય છે. તેજ પ્રમાણે ખ, ગ વગેરેની બારાખડી થાય છે.

૫. **ઋઃ**—ઉપર ગણાવેલા સ્વરો ઉપરાંત સંસ્કૃતમાં વપરાતો સ્વર ઋ, ગુજરાતીમાં વપરાય છે; જેમ કે ઋષિ, કૃષ્ણ—એમાં.

૬. **મૂળાક્ષર ને જોડાક્ષરઃ**—એકથી વધારે વ્યંજન જે અક્ષરમાં હોય તેને જોડાક્ષર કહે છે; જેમકે સ્પ્, ક્ર્;, ખ્ત્, ત્ર્.

જોડાક્ષર સિવાયના તમામ અક્ષરો મૂળાક્ષર કહેવાય છે; જેમકે અ, ક, ઇ, ર, કૂ.

### મનોયત્ન

(૧) નીચેના શબ્દોમાં જે જે દીર્ઘ સ્વર હોય તે બતાવોઃ—

| | | |
|---|---|---|
| રાગ, | પોળ, | ગભરામણ, |
| પૈસા, | ભરોસો, | બકબકાટ, |
| હમેશ, | જોડણી, | પૂછપરછ, |
| લડાઈ, | બિલાડી, | હિમાલય |

(૨) નીચેના શબ્દોમાં જે જે હ્રસ્વ સ્વર હોય તે બતાવો:—

| | | |
|---|---|---|
| ચોપડી, | સમજુતી, | રહીમ, |
| કિસ્મત, | ગિરનાર, | અર્થ, |
| ઉથલપાથલ, | ભારખાનું, | ગાય, |
| ગંગા, | ઈશ્વર, | દાખલો |

(૩) નીચેનામાં જે જે જોડાક્ષર હોય તે બતાવોઃ—

| | | |
|---|---|---|
| ખ્યાલ, | પુષ્કળ, | વ્યંજન, |
| ખચ્ચર, | સિક્કો, | આશ્ચર્ય, |
| પત્થર, | પિત્તળ, | બ્રાહ્મણ, |
| ત્રીજી, | પરમેશ્વર, | પ્રકાશ |

---

## પાઠ ૩ જો

### શબ્દ, વાકય, ને પદ

૧. **શબ્દઃ**—જે એકઠા અક્ષરોમાંથી કંઈ પણ અર્થ નીકળે તે એકઠા અક્ષરો શબ્દ કહેવાય છે; જેમકે માણસ, નિશાળ, ઘર.

તત, લલા, સલમ—એ શબ્દો નથી, કારણ તતનો અર્થ નથી, લલાનો અર્થ નથી, સલમનો અર્થ નથી.

૨. વાક્યઃ—જે શબ્દો સાથે મૂકાયાથી કંઈ પણ પૂરો અર્થ સમજાય તે બધા સામટા શબ્દો વાક્ય કહેવાય છે; જેમકે

રાજારામ ગામ જાય છે.

પણ રાજારામ ગામ—એ વાક્ય નથી, કારણ આ બે શબ્દો સાથે મૂકાયાથી પૂરો અર્થ નીકળતો નથી.

૩. પદઃ—પદ એટલે વાક્યમાં વપરાએલો શબ્દ; જેમકે રાજારામ ગામ જાય છે, એ વાક્યમાં રાજારામ, ગામ, જાય છે—એ ત્રણ પદ છે.

## મનોયત્ન

(૧) નીચે મુજબ લખો, ને તેમાં જે જે એકઠા અક્ષરે શબ્દ ન હોય તે પર છેકો મૂકો:—

| | | |
|---|---|---|
| ગોળી, | તરવાર, | ગરમ, |
| રરક, | વારરત, | મરગ, |
| રમત, | તમાકુ, | ધોળી, |
| રતમ, | કુમાત, | સલર. |

(૨) નીચે ખાલી જગા છે ત્યાં શબ્દ મૂકો ને અધૂરાં વાક્યને પૂરાં બનાવો:—

......રોજ રડે છે.
......નિશાળમાં રમ્યા કરે છે.
તે નિશાળે જતાં ......
મને ...... બહુ ભાવે છે.

(૩) નીચે વાક્ય ન હોય તે પર આડી લીટી દોરોઃ—

શરમ ગરમ.
તેણે ગરમ ગરમ દૂધ પીધું.
વરસાદ જોરમાં.
વરસાદ જોરમાં વરસ્યો.
તે બાળક ચાલાક છે.
તું શા માટે?

---

## પાઠ ૪ થો

### નામ

૧. **નામઃ**—કોઈ પણ વસ્તુને ઓળખાવનાર શબ્દ નામ કહેવાય છે; જેમકે

**પત્થર—વસ્તુ** છે, માટે નામ છે;
**ઘર—વસ્તુ** છે, માટે નામ છે;
**હરિલાલ—વસ્તુ**, જીવવાળી વસ્તુ છે, માટે નામ છે;
**રતાશ—વસ્તુ**, રાતા દડામાં કે રાતાં કપડામાં રહેલો રતાશનો ગુણ, એમ રતાશની વસ્તુ છે, માટે નામ છે.

### મનોયત્ન

નીચેનાં વાક્યોમાં નામ બતાવોઃ—

મુંબઈ મોટું શહેર છે.
ગાય ચરે છે.
ગણેશ દૂધ દોહે છે.
હરગોવિન્દે હરિને મદદ કરી.
સોનું પીળું હોય છે.
બાળક રડે છે.

## પાઠ ૫ મો

### ક્રિયાપદ : કૃદંત

**ક્રિયાપદ : કૃદંત**:—નીચેનાં વાક્યો તપાસો.

હરિલાલ **હાંકે છે.** હરિલાલ **દોડતાં... ...** શું કરે છે? હાંકે છે.

હરિલાલ—એટલું કહ્યાથી વાક્ય બનતું નથી. એ શું કરે છે? એમ કહીએ ત્યારે વાક્ય બને છે. હરિલાલ હાંકે છે, એમ કહીએ ત્યારે વાક્ય બને છે. એમાં **હાંકે છે.**—એ હરિલાલ જે કામ કરે છે તે બતાવે છે. એ એની ક્રિયા (કામ) છે. **હાંકે છે,** એ ક્રિયા બતાવનારૂં પદ છે, માટે ક્રિયાપદ કહેવાય છે. માટે

વાક્યનો અર્થ પૂરો કરનાર ક્રિયા બતાવનાર પદ ક્રિયાપદ કહેવાય છે.

હવે,

હરિલાલ **દોડતાં**...........

એટલું તપાસો. **દોડતાં** શબ્દ દોડવાની ક્રિયા બતાવે છે. છતાં હરિલાલ **દોડતાં**...વાક્ય અધૂરૂં છે. કારણ કે હરિલાલ **દોડતાં** શું કરે છે, એમ જાણવાનું હજી બાકી રહે છે. જ્યાંસુધી તે કહેવાય નહિ ત્યાંસુધી વાક્ય અધૂરૂં રહે છે. માટે **દોડતાં** ક્રિયા બતાવે છે, છતાં ક્રિયાપદ નથી. એ કૃદંત કહેવાય છે. માટે

**વાક્યનો અર્થ અધૂરો રહે ને જે પદ ક્રિયા બતાવે તે પદને કૃદંત કહેવાય છે.**

નીચેનાં વાકયોમાં કૃદંત ને ક્રિયાપદ સ્પષ્ટ સમજાશે.

| કૃદંત | | ક્રિયાપદ |
|---|---|---|
| તે રમતાં............... | : | તે રમતાં **પડી ગયો.** |
| તે સૂતો સૂતો......... | : | તે સૂતો સૂતો **વાંચે છે.** |
| કસરત કરતાં........... | : | કસરત કરતાં તે **થાકી ગયો.** |

## મનોયત્ન

(૧) નીચેનાં વાકયોમાં ક્રિયાપદ બતાવો :—

રૂપીઆના સોળ આના આવે છે.
તે સાહી બરાબર લાલ નથી.
ભાઇબેન મઝા કરે છે.
તે ગામ ગયો છે.
તમે બોલી રહ્યા.
તેણે ધૂળ ખંખેરી નાંખી.

(૨) નીચેનાં વાકયોમાં કૃદંત બતાવો :—

શિયાળામાં નહાતાં ટાઢ વાય છે.
ગાજ્યો મેઘ વરસે નહિ.
રમતાં લઢવું નહિ.
બકરૂં કાઢતાં ઊંટ પેસે છે.
ન બોલવામાં નવ ગુણ છે.
ગએલો વખત પાછો નથી આવતો.

(૩) નીચેનાં વાક્યોમાં ક્રિયાપદ મૂકો :—

તેણે મને બનેલી વાત ......
મહેતાજી પાઠ .........
તેણે મને જોઈતી ચોપડી ......
વરસાદ જોરમાં ......
ઘડિઆળમાં પાંચ ......
પોપટ આપણું બોલેલું ......

## પાઠ ૬ ઠ્ઠો

### સર્વનામ

**સર્વનામઃ**—નીચેનાં વાકય તપાસો.

**હું** જમું છુંઃ—હું એટલે કોણ? હું એટલે બોલનાર જાતે. બોલનાર પોતાનું નામ ન વાપરતાં તે **નામને બદલે** હું શબ્દ વાપરે છે.

**તે** રોજ પહેલો ઊઠે છેઃ—તે એટલે કોણ? તે એટલે કોઈ માણસ; તેનું નામ ન વાપરતાં તે **નામને બદલે** તે શબ્દ વપરાયો છે.

નામને બદલે વાપરેલો શબ્દ સર્વનામ કહેવાય છે; જેમકે હું, તું, તે, અમે, કોણ.

### મનોયત્ન

(૧) નીચેનાં વાકયોમાં સર્વનામ બતાવોઃ—

તમે આમ આવો.
કોણ છે એ?
હરિલાલ, તું કેમ રડે છે?
તેણે તમને શું કહ્યું?
આપણે આનંદમાં રહીશું.
તેઓ સુખી છે.

(૨) નીચેનાં વાકયોની તળીએ નામ, ક્રિયાપદ, કૃદંત, સર્વનામ, એવું જે જે લખ્યું છે તે ખરૂં છે કે કેમ તેનો વિચાર કરો; ખોટું હોય ત્યાં છેકો મૂકોઃ—

રામ સીતાની સાથે વનવાસ ગયા.
નામ સર્વનામ
સુખને માટે તેણે બહુ ફાંફાં માર્યાં.
ક્રિયાપદ નામ કૃદંત

તેણે દોડતાં દોડતાં આંખથી અણુસારો કર્યો.

નામ ક્રિયાપદ

તે ગાવામાં હોશિયાર છે.

નામ ક્રિયાપદ

વીજળીના દીવાનું તેજ સુંદર હોય છે.

સર્વનામ નામ

અરે ભાઈ! તમારૂં હમેશ ભલું થશે.

સર્વનામ નામ

---

## પાઠ ૭ મો

### વિશેષણ, ક્રિયાવિશેષણ, અવ્યય

૧. **વિશેષણુ:**—વિશેષ એટલે વધારો.

**લાલ** ગાય:—**લાલ**, ગાયના અર્થમાં વધારો કરે છે; ને ગાય **નામ** છે. લાલ, એ નામના અર્થમાં વધારો બતાવે છે.

**ઘણી** ડાહી છોકરી:—**ઘણી**, ડાહીના અર્થમાં વધારો કરે છે; ને ડાહી, એ શબ્દ છોકરીના અર્થમાં વધારો કરે છે. એટલે **ઘણી** એ **નામના અર્થમાં વધારો બતાવનાર શબ્દના અર્થમાં** વધારો બતાવે છે—વિશેષણના અર્થમાં વધારો બતાવે છે.

તે **જલદી** દોડ્યોઃ—**જલદી**, એ દોડ્યોના અર્થમાં વધારો બતાવે છે, ને દોડ્યો ક્રિયાપદ છે. એટલે **જલદી** ક્રિયાપદના અર્થમાં વધારો બતાવે છે.

માટે

નામના, વિશેષણના, કે ક્રિયાપદના અર્થમાં વધારે-બતાવનાર શબ્દ વિશેષણ કહેવાય છે.

૨. **ક્રિયાવિશેષણઃ**—ક્રિયાપદના અર્થમાં વધારો બતાવ-નાર શબ્દ ક્રિયાવિશેષણ કહેવાય છે; જેમકે

તે **જલદી** દોડ્યો :—એમાં જલદી.

ગુનેગાર **ઘણો** બીધો :—એમાં ઘણો.

૩. **અવ્યયઃ**—વાક્યમાં વપરાતાં કેટલાંક પદોનાં રૂપમાં કંઈ પણ ફેરફાર થતો નથી. જેના રૂપમાં ફેરફાર ન થાય તે પદને અવ્યય કહે છે; જેમકે

તે **નજીક** પહોંચ્યો; આમાં નજીક અવ્યય છે.

તે **નજીક** પહોંચી; આમાં નજીક અવ્યય છે.

નજીક રૂપ એનું એ રહે છે.

પણ

તે **ધીમો** દોડ્યો; ધીમો અવ્યય નથી.

તે **ધીમી** દોડી; ધીમી અવ્યય નથી.

૧ લા વાક્યમાં ધીમો,

૨ જા વાક્યમાં ધીમી,

એમ રૂપો ફેરવાયાં.

## મનોયત્ન

(૧) નીચેનાં વાક્યોમાં વિશેષણ બતાવો:—

લાલ, પીળો, વાદળી એ રંગ મને ગમે છે.
વરઘોડો મોટો હતો.
વાણીઓ મને લોભીઓ લાગ્યો.
હોશિયાર છોકરાં વહાલાં લાગે છે.
રંગિત ચિત્ર આંખને આકર્ષે છે.
તે કેરી કાચી છે.

(૨) નીચેનાં વાક્યોમાં ક્રિયાવિશેષણ બતાવો:—

તેની તબીયત જલદી બગડી.
તે અધવચ રડી પડ્યો.
તમે નહિ આવો?
ધીમે બોલજો.
તે કદાચ ફાવી જશે.

(૩) નીચેનાં વાક્યોમાં અવ્યય બતાવો:—

આ ચાલાક છોકરી છે.
રમકડું સુંદર છે.
પૂલ દૂર છે.
તમે ક્યાં જાઓ છો?
મારે માટે તે જીવ આપશે.
શા માટે રડે છે?

(૪) નીચેનાં વાક્યોની તળીએ વિશેષણ ને ક્રિયાવિશેષણ લખ્યું છે તે ખોટું હોય ત્યાં છેકો મૂકો:—

ઘણાં બાળક રોજ મોડાં ઊઠે છે.
ક્રિયાવિશેષણ વિશેષણ

ચાલાક છોકરા ઝડપ પાઠ શીખે છે.
વિશેષણ વિશેષણ
બળતા ઘર આગળ તે જલદી દોડ્યો.
વિશેષણ વિશેષણ
મારૂં નામ તો તમે જાણો છો.
ક્રિયાવિશેષણ વિશેષણ

---

## પાઠ ૮ મો

### સકર્મક ને અકર્મક ક્રિયાપદ

૧. **કર્તા:**—હરિલાલ વાંચે છે. એ વાક્ય તપાસો. ક્રિયા શી છે? વાંચવાની. વાંચે છે, એ પદ ક્રિયા બતાવે છે. પણ એ ક્રિયા—એ કામનો કરનાર કોણ છે? હરિલાલ. માટે એ વાક્યમાં હરિલાલ વાંચવાની ક્રિયાનો કર્તા એટલે કરનાર છે.

વાક્યમાં જે ક્રિયા કહેવાઈ હોય તેનો કરનાર જે પદ બતાવે તેને કર્તા કહે છે.

૨. **કર્મ:**—હરિલાલ ચોપડી વાંચે છે. એ વાક્ય તપાસો. વાંચનાર હરિલાલ છે. પણ શું વાંચે છે? એ વાંચે છે, તે વાંચવાનું **કામ** કોના પર થાય છે? **ચોપડી** પર. વાંચવાનું ફળ કોને લાગુ પડે છે? **ચોપડીને**. માટે ચોપડી, એ કર્મ છે.

વાક્યમાં જે ક્રિયા હોય તેનું ફળ જેને લાગુ પડે તે કર્મ કહેવાય છે.

૩. **સકર્મક, અકર્મક ક્રિયાપદઃ**—સ = સાથે ને અ = નહિ. વાક્યમાં જે ક્રિયાપદનું કર્મ બતાવ્યું હોય તે સકર્મક ક્રિયાપદ કહેવાય છે; અને વાક્યમાં જે ક્રિયાપદનું કર્મ ન બતાવ્યું હોય તે અકર્મક ક્રિયાપદ કહેવાય છે. નીચેના દાખલા તપાસો.

તે ખાય છે.
તે ઊંઘે છે.
ગાય ચરે છે.
છોકરો વાંચે છે.

આ વાક્યોમાં ક્રિયાપદનાં કર્મ બતાવ્યાં નથી, માટે એ ક્રિયાપદો અકર્મક છે. તે ખાય છે. શું ખાય છે? કહ્યું નથી. તે ઊંઘે છે. ઊંઘવાની ક્રિયા કોને લાગુ પડે છે? તે કહ્યું નથી. ગાય ચરે છે. ચરવાનું કામ કોને લાગુ પડે છે? કહ્યું નથી. છોકરો વાંચે છે. વાંચવાની ક્રિયા કોને લાગુ પડે છે? કહ્યું નથી. માટે આ વાક્યોમાં ક્રિયાપદો અકર્મક છે.

પણ

તે **જમરૂખ** ખાય છે.
ગાય **ઘાસ** ચરે છે.
છોકરો **ચોપડી** વાંચે છે.

અહિં જમરૂખ પર ખાવાની ક્રિયા થાય છે, ઘાસ પર ચરવાની, ને ચોપડી પર વાંચવાની. જમરૂખ, ઘાસ, ચોપડી,

એ શબ્દો કર્મ છે, ને ખાય છે, ચરે છે, વાંચે છે, એ સકર્મક ક્રિયાપદ છે.

૪. **ક્રિયાપૂરક ને કર્મઃ**—કેટલાક અકર્મક ક્રિયાપદોમાં ક્રિયાનો અર્થ પૂરો કરવાને શબ્દો વાપરવા પડે છે, તે શબ્દો ક્રિયાપૂરક કહેવાય છે.

> તે છે. અર્થ પૂરો નથી; કેવો છે? એ જાણવાનું બાકી છે.
>
> તે **ડાહ્યો** છે. ડાહ્યો, એ ક્રિયાપૂરક છે; એ શબ્દ ઉમેરવાથી અર્થ પૂરો થાય છે.

'છે,' 'હોય છે,' 'દેખાય છે,' 'જણાય છે,' એવા કેટલાક અકર્મક ક્રિયાપદોનો અર્થ પૂરો કરવાને શબ્દો ઉમેરવા પડે છે; આવી રીતે અકર્મક ક્રિયાપદનો અર્થ પૂરો કરવાને જે શબ્દ મૂકયા હોય તે ક્રિયાપૂરક કહેવાય છે. સકર્મક ક્રિયાપદનું કર્મ તે પણ ક્રિયાપૂરકજ છે; તેણે ચોપડી વાંચી, એમાં ચોપડી, એ કર્મ છે. તેણે વાંચી, એટલું કહ્યાથી અર્થ પૂરો થતો નથી. શું વાંચ્યું? ચોપડી. તેણે ચોપડી વાંચી—એમ કહીશું ત્યારે વાકય પૂરૂં થશે. એમાં ચોપડી એ કર્મ પણ છે ને ક્રિયાપૂરક પણ છે.

તેથી દરેક કર્મ ક્રિયાપૂરક છે; પણ દરેક ક્રિયાપૂરક કર્મ નથી. અકર્મક ક્રિયાપદનો અર્થ પૂરો કરવાને જે શબ્દ મૂકયા હોય તે ક્રિયાપૂરક ખરા, પણ અલબત કર્મ તો નથીજ, ક્રિયાપદજ અકર્મક હોવાને લીધે. નીચે આ સહેલથી સમજાશે.

---

| (કર્મ નહિ ને) ક્રિયાપૂરક | ક્રિયાપૂરક = કર્મ |
|---|---|
| ૧. તે **સુંદર** દેખાય છે. અકર્મક ક્રિયાપદ | ૧. હું **કામ** કરૂં છું. સકર્મક ક્રિયાપદ |
| ૨. શહેર દૂરથી **રમણીય** દેખાય છે. અકર્મક ક્રિયાપદ | ૨. તેણે **તેને** માર્યો. સકર્મક ક્રિયાપદ |
| ૩. છોકરો **ડાહ્યો** નીવડ્યો. અકર્મક ક્રિયાપદ | ૩. તમે **ગીત** ન ગાઓ. સકર્મક ક્રિયાપદ |

## મનોયત્ન

(૧) નીચેનાં વાક્યોમાં કર્તા બતાવોઃ—

ઘોડો જલદી દોડે છે.
દીવો પ્રકાશ આપે છે.
કૂતરા ભસે છે.
કાચથી પગ કપાઈ ગયો.
ઘડીઆળ દૂરથી જણાય છે.
પોષાક તો સુંદર દેખાય છે.

(૨) નીચેનાં વાક્યોમાં કર્મ બતાવોઃ—

તેણે ઘોડાને દોડાવ્યો.
તેણે ઘોડાને ચાબુક મારી.
તેણે તેને દશ રૂપીઆ આપ્યા.
તે બેએ દરેકને નાણાં આપ્યાં.
જલદી કામ કરો.
તે બે કેળાં ખાઈ ગયા.

(૩) નીચેનાં વાક્યોમાં સકર્મક ક્રિયાપદ બતાવોઃ—

તે હસે છે.
તે ગાયન ગાય છે.

છોકરા દાખલા કરે છે.
બધી વાત તમે કહી દો.
સારાં કપડાં પહેરશો તો સારી વાત છે.
માગતું હોય તે આપી દો.

(૪) નીચેનાં વાક્યોમાં અકર્મક ક્રિયાપદ બતાવોઃ—

ક્યાં જાઓ છો?
તે બે રોકાએલા છે.
હું તમને જરૂર મદદ કરીશ.
મેં તેને બહુ સમજાવ્યો.
ઓસડ કડવું છે.
ઈશ્વર કયાં છે?

(૫) નીચેનાં વાકયોમાં (ક) ક્રિયાપૂરક, (ખ) કર્મ બતાવ્યોઃ—

તે વહાલો લાગે છે.
તે શહેર દરિયા કિનારે છે.
તે માણસે તેના ભાઇને કંઈ કહ્યું.
હજી, ગામ તો દૂર છે.
તે બીજે ગામ ગયો.
તે સાંજે ઘરમાં નહોતો.

(૬) નીચેનાં વાકયોમાં પદોની નીચે સકર્મક ને અકર્મક લખ્યું છે તે ખોટું હોય ત્યાં છેકો મૂકોઃ—

બેન, તું રડ ના.
સક૦ ક્રિયા૦

તેણે કામ જલદી કર્યું.
અક૦ ક્રિયા૦

તેની વાત સાંભળી મને વિસ્મય થયો.
સક૦ ક્રિયા૦

તે કરવાનો તમને હક નથી.

અક૦ ક્રિયા૦

તે ઈશ્વરને પ્રાર્થે છે.

સક૦ ક્રિયા૦

---

## પાઠ ૯ મો

### પદચ્છેદ

૧. **પદચ્છેદ:**—છેદ=ભાગ. વાકયનાં પદોના ભાગ બતાવવા, એટલે કોઈપણ વાકયમાં પદો કયાં કયાં છે એ કહેવું, એનું નામ પદચ્છેદ કરવો. પદો નીચે મુજબ છે:—

નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, કૃદંત, અવ્યય.

નીચેના વાકયના પદચ્છેદ પરથી પદચ્છેદ એટલે શું ને તે કેવી રીતે કરવો તે સ્પષ્ટ સમજાશે.

તમારે વહેલાં ઊઠી, સવારનાં કામ જલદી આટોપી લઈ અભ્યાસ કરવા બેસવું જોઈએ; અને જ્યાંસુધી તેમાં ચિત્ત હોય ત્યાંસુધી બીજી બાબત પર મન જવા દેવું ન જોઈએ.

તમારે—સર્વનામ
વહેલાં—ક્રિયાવિશેષણ
ઊઠી—કૃદત
સવારનાં—નામ
કામ—નામ
જલદી—અવ્યય
આટોપી લઈ—કૃદંત

અભ્યાસ—નામ
કરવા—કૃદંત
બેસવું જોઈએ—ક્રિયાપદ
અને—અવ્યય
જ્યાંસુધી—અવ્યય
તેમાં—સર્વનામ
ચિત્ત—નામ
હોય—ક્રિયાપદ
ત્યાંસુધી—અવ્યય
બીજી—વિશેષણ
બાબત—નામ
પર—અવ્યય
મન—નામ
જવા દેવું—કૃદંત
ન—ક્રિયાવિશેષણ
જોઈએ—ક્રિયાપદ

## મનોયત્ન

નીચે આપેલાં વાક્યોમાં પદચ્છેદ કરોઃ—

તે સમયે એ શહેરમાં કોઈ તવંગર પુરુષ રહેતો હતો.

હવે શિયાળને હાથીનું માંસ ફાવે તેમ થયું.

ખેડુત જમીન ખેડે છે ને બી વાવે છે ત્યારેજ અન્ન પાકે છે.

આપણું નાક ને મોં કોઈ જોરથી બંધ કરી રાખે તો આપણે ગુંગળાઇને મરી જઇએ.

વેલ મૂળથીજ સ્નેહાળ હતી.

દુનિયા રૂપ કરતાં ગુણની વધારે દરકાર રાખે છે.

વગડાઉ બકરો ઊંચી ટેકરી પર રહે છે.

હિંદુઓને જેવું કાશી તેવું મુસલમાનોને મક્કા શરીફ છે.

મોટાં ઝાડને ચીકણાં, નક્કર મૂળ હોય છે.

વિચાર કરશો તો જણાશે કે તમારો જવાબ બરાબર નથી.

## પાઠ ૧૦મો

## ઉદ્દેશ્ય ને વિધેય

૧. **વાકયપૃથક્કરણઃ**—દરેક વાકયમાં કંઈક વસ્તુના સંબંધમાં કંઈક કહેવામાં આવે છે. **શેને વિષે, શું કહ્યું,** એ બેજ, વાકયમાં બતાવાએલા વિચારના ભાગ છે. વાકયના ભાગ બતાવવા, એનું નામ વાકયપૃથક્કરણ કરવું કહેવાય છે.

૨. **ઉદ્દેશ્યઃ**—વાકયમાં **જેને વિષે** કંઈ પણ બાબત કહેવાય છે **તેને** ઉદ્દેશ્ય કહે છે. જેમકે

ગાય ઘાસ ચરે છે.
**કોને વિષે?** શું કહ્યું?
**ગાયને વિષે** ઘાસ ચરે છે, એ કહ્યું.

અહિં **ગાય** ઉદ્દેશ્ય છે.

૩. **વિધેયઃ**—વાકયમાં કોઈ બાબત વિષે **જે કંઈ કહેવાય તેને** વિધેય કહે છે. જેમકે

ગાય **ઘાસ ચરે છે.**
કોને વિષે? શું કહ્યું?
ગાયને વિષે, ઘાસ ચરે છે, એ કહ્યું.

અહિં **ઘાસ ચરે છે** વિધેય છે.

### મનોયત્ન

(૧) નીચેના વાક્યોમાં ઉદ્દેશ્ય બતાવોઃ—

તે દોડે છે.
હરિલાલ ગીત ગાય છે.
ગોવિંદ રમત રમે છે.
છોકરો પડી ગયો.

બાળક હઠે ભરાયું.
સિંહ વનનો રાજા છે.

(૨) નીચેનાં વાક્યોમાં વિધેય બતાવોઃ—

ધ્રુવજી વનમાં ગયા.
તે વિચારે મક્કમ રહ્યો.
ટાઢ સખત પડી.
શરીર ધમધમ ધ્રૂજે છે.
તેને ધર્મ પર સારી શ્રદ્ધા હતી.
નદી બહુ જોરમાં વહે છે.

(૩) નીચેનાં વાક્યોમાં ઉદ્દેશ્ય ને વિધેય શબ્દો બરાબર સ્થળે મૂકયા છે કે કેમ તે કહોઃ—

અકબર ધર્મિષ્ઠ ને ન્યાયી હતો.
ઉદ્દેશ્ય

ગઈ તક આવતી નથી.
વિધેય

તે રોજ વહેલો ઊઠતો હતો.
વિધેય

ગીત મધુર લાગ્યું
ઉદ્દેશ્ય વિધેય

મારામારી બહુ જોરથી થઈ.
ઉદ્દેશ્ય વિધેય

તે જંગલમાં આનંદથી દિવસો ગુજારતો.
ઉદ્દેશ્ય વિધેય

## પાઠ ૧૧ મો

## ઉદ્દેશ્યવર્ધક, વિધેયવર્ધક

૧. **ઉદ્દેશ્યવર્ધક**:—ઉદ્દેશ્યનો વધારો બતાવનારા શબ્દો ઉદ્દેશ્યવર્ધક કહેવાય છે. જેમકે તે સાધુ પુરુષ પવિત્ર જિંદગી ગાળતો, એ વાક્યમાં

| ઉદ્દેશ્ય | ને | વિધેય |
|---|---|---|
| તે સાધુ પુરુષ | | પવિત્ર જિંદગી ગાળતો |

એમ છે. વિચાર શેને વિષે છે? પુરુષને વિષે. તેથી **પુરુષ**, ઉદ્દેશ્ય છે, ને **તે** ને **સાધુ**, ઉદ્દેશ્યવર્ધક છે.

૨. **વિધેય: ક્રિયા ને ક્રિયાપૂરક**:—જે બાબત કહેવામાં આવે તે વિધેય. પણ તે માત્ર સાદી ક્રિયાજ હોય, જેમકે તે **ગયો**; અથવા તો ક્રિયા ને ક્રિયાપૂરક, બંને
વિધેય

હોય, જેમકે તે ગામ ગયો.

ક્રિયાપૂરક ક્રિયા

ઉપલા (૧ માંના) દાખલામાં ઉદ્દેશ્ય વિધેય

તે સાધુ પુરુષ પવિત્ર જિંદગી ગાળતો

એમ છે. તેમાં **ગાળતો**, ક્રિયા છે, ને **પવિત્ર જિંદગી** ક્રિયાપૂરક

(કર્મ) છે. એ વાક્યના ભાગ નીચે મુજબ જુદા પડેઃ—

| ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય | |
|---|---|---|---|
| | | ક્રિયા | ક્રિયાપૂરક |
| પુરુષ | તે | | |
| | સાધુ | ગાળતો | પવિત્ર જિંદગી |

૩. **વિધેયવર્ધકઃ**—વિધેયના અર્થમાં વધારો બતાવે તેને વિધેયવર્ધક કહે છે. જેમકે તે સાધુ પુરુષ રોજ પવિત્ર જિંદગી ગાળતો, એવું હોય તો **રોજ**, એ વિધેયવર્ધક છે; કારણ કે **રોજ**, વિધેયનો વર્ધક છે, એટલે વિધેયનો ઉમેરો છે.

ક્રિયા ને ક્રિયાપૂરક, એ વિધેયના પેટાભાગ છે; વિધેય-વર્ધક વિધેયનો ઉમેરો છે.

૪. **વાક્યપૃથક્કરણના નમુનાઃ**—પારસીઓ સ્વચ્છતા પાળવા જુદા જુદા નિયમ પાળે છે.

| ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય | | વિધેયવર્ધક |
|---|---|---|---|---|
| | | ક્રિયા | ક્રિયાપૂરક | |
| પારસીઓ | | પાળે છે | જુદા જુદા નિયમો | સ્વચ્છતા પાળવા |

**તે ન્યાયી અમલદાર પોતાના તાબાના માણસો પર શાસન રાખતો.**

| ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય | | વિધેયવર્ધક |
|---|---|---|---|---|
| | | ક્રિયા | ક્રિયાપૂરક | |
| અમલદાર | તે ન્યાયી | રાખતો | શાસન | પોતાના તાબાના માણસો પર |

## મનોયત્ન

૧. નીચેનાં વાકયોનું વાક્યપૃથક્કરણ કરોઃ—

તેને આપની સલાહ આપવામાં આવી.
હું છેવટ સુધી કામ કરીશ.
મરઘી ઈંડાં મૂકી તેને પોતાના શરીરની ગરમીથી સેવે છે.
તમે મળીને ચાલશો તો કોઈ તમને હેરાન કરશે નહિ.
તમને લોભ ન શોભે.
દીવાળી પર ઘેરેઘેર દીવા થાય છે.
આઠ દિવસ આ પ્રમાણે ચાલ્યું.
ઉદાર પુરુષો બીજા તરફ આવી નજર રાખે છે.
તરતજ તેમણે એક ગેબી અવાજ સાંભળ્યો.
એ રોગ અતિશય ભયંકર હતો.
ઘડિઆળમાં કટકટ થયા કરતું હતું.
તે બધા બહુ હિંમતવાન હતા.

---

*SIMPLIFIED GRAMMAR, Part I. GUJARATI.*
By Atisukhshankar Kamalashankar Trivedi, M.A., LL.B.
Price 2½ annas